પ્રસિદ્ધ વિદ્વાનો તેમજ પત્રો તરફથી સત્કાર પામેલી

અને

ઘણી શાળાઓમાં પાઠય પુસ્તક તરીકે ચાલતી

# સરલ

# બાળપોથી


લેખક અને પ્રકાશક

**ડાહ્યાભાઈ તુળસીદાસ ભોજાણી,**
હેડ માસ્તર, આઇ. પી. ટ્રે. કૉલેજ ફૉર મેન;

**રતનશી પુરુષોત્તમ અનડા,**
હેડ માસ્તર, આઇ. પી. ટ્રે. કૉલેજ ફૉર વીમેન;

**પાનાચંદ ઝવેરચંદ સાંગાણી,**
હેડ માસ્તર, નવી ગુજરાતી શાળા;

**ચુનીલાલ મણિશંકર વ્યાસ,**
માજી ઇન્સ્પેકટર, મજુરશાળા;

અમદાવાદ.



(સર્વ હક લેખકોને સ્વાધીન)



આવૃત્તિ બીજી ] [ સને ૧૯૨૩

કીંમત દોઢ આનો

ગુજરાત વિદ્યાપીઠ અમદાવાદ

# પ્રસ્તાવના

હાલના પ્રગતિમાન જમાનામાં શિક્ષણની જુદી જુદી શૈલીઓ રજુ થએલી છે. તેમાં સ્વયંશિક્ષણશૈલી લગભગ સર્વશ્રેષ્ઠ ગણાઈ છે. એ દૃષ્ટિએ ભાષાજ્ઞાન ઉત્તમ રીતે આપી શકાય એમ અનુભવ થતાં અમે આ સરલ બાળપોથી યોજવા પ્રેરાયા છીએ.

આ બાળપોથીમાં અમે નીચેનાં સૂત્રો ખાસ લક્ષમાં રાખ્યાં છે.

अ ચિત્ર પરથી અક્ષરજ્ઞાન

ब જેમ બને તેમ મોટા ટાઇપ અને ટુંકાં વાક્યો

क બાળસ્વભાવને અનુકૂળ ટુંકા પાઠો ને કવિતાઓ

આ પોથીમાં મૂળાક્ષરપરિચય, મૂળાક્ષરવાચનલેખન, બારાક્ષરીજ્ઞાન, વાચનપાઠો અને કવિતાઓ; એવા પાંચ ભાગ રાખવામાં આવ્યા છે.

આ આવૃત્તિમાં કેટલાંક નવાં ચિત્રો ઉમેરી ચિત્રોની અપૂર્ણતા દૂર કરવામાં આવી છે. તેમજ વિદ્વજ્જનો તરફથી મળેલી સૂચનાઓ મુજબ બની શકે તેટલો સુધારો કર્યો છે.

આ બાળપોથીને જેમ બને તેમ સરલ બનાવવા પ્રયત્ન કર્યો છે. તેમ છતાં જઠર, ઝરણ ને ઋષભ એ ત્રણ શબ્દો બાળકોને અઘરા પડે એમ કેટલાકની સૂચના છે. અમો પણ કંઇક અંશે એ માન્યતામાં સંમત છીએ; પરંતુ ઠ, ઝ ને ષ અક્ષરોને માટે ચિત્રો બની શકે તેવા મૂળાક્ષરના બીજા શબ્દો નહિ મળતાં એનો ઉપયોગ કરવો પડ્યો છે.

**ટીપ**—આ પોથીમાં જોડાક્ષર એક પણ લીધો નથી.
'ઋ' માત્ર વાચન માટે લીધો છે.

---

## સરલ બાળપોથીના શિક્ષકોને

(૧) મૂળાક્ષરશિક્ષણમાં પ્રવેશ કરતા બાળકના હાથમાં આ પોથી આપવાની છે.

(૨) પહેલા ભાગમાં પ્રથમ ચિત્રપરિચય કરાવવો. તે પરથી તેના નામના અક્ષરો બાળકો સ્વયં ઓળખે એમ કરવું.

સરલ

# બાળપોથી

ભાગ—૨



ઘર



રથ

ઘ     ર     થ



થડ



ફણસ

ડ ફ ણ સ

ડફ | રસ



ઢગ



જઠર

ઢ ગ જ ઠ

| | |
|---|---|
| ગઢ | ગજ |
| ગર | ગણુ |



હળ



વડ



નટ

હ    ળ    વ    ન    ટ

| | |
|---|---|
| નળ | હવન |
| જવ | હરણ |



# ખલ



# ધમણ



# ચમર

## ખ   લ   ધ   મ   ચ

| | | |
|---|---|---|
| ચણ | મધ | મગન |
| મગ | લખ | મગર |



બળદ



ભમર



ઉતરડ

બ દ ભ ઉ ત

| | |
|---|---|
| તલ | બરફ |
| તજ | ઉમર |
| ભણ | ઉતર |



પણછ



ઇયળ



ઝરણ

પ છ ઇ ય ઝ

| | |
|---|---|
| ઝટ | પવન |
| હળ | પરબ |
| પગ | છગન |



અજગર



કળશ



ઋષભ

અ ક શ ઋ ષ

| | |
|---|---|
| શણ | કલમ |
| મઠ | કમળ |
| હઠ | અદબ |

ક ખ ગ ઘ

ચ છ જ ઝ

ટ ઠ ડ ઢ ણ

ત થ દ ધ ન

પ ફ બ ભ મ

ય ર લ વ

શ ષ સ હ ળ

અ ઇ ઉ ઋ

ભાગ—૨

# ક ખ ગ ઘ



કમળ

| | | | |
|---|---|---|---|
| કર | ખલ | ગજ | ઘર |
| કમળ | ખડ | ગણ | ઘન |
| કલમ | ખડક | ગગન | ઘડ |

---

છગન, કલમ ઘડ.

મગન, ઘન ગણ.

૧૦૯૮૭



# ચ છ જ ઝ



છતર

| | | | |
|---|---|---|---|
| ચઠ | છત | જવ | ઝટ |
| ચમર | છતર | જમ | ઝરણ |
| ચમન | છગન | જમણ | ઝડપ |

---

ચમન, જમણ જમ.

છગન, ઝટ ચઠ.

# ટ ઠ ડ ઢ ણ



ડફ

| | | | |
|---|---|---|---|
| ટપ | ઠક | ડફ | ઢગ |
| | ઠગ | ડર | |

................

| | | | |
|---|---|---|---|
| કણ | ગણ | ભણ | વણ |

---

ઉજમ, જળ ભર.

રમણ, ન ડર.

# ત થ દ ધ ન



નળ

| | | | | |
|---|---|---|---|---|
| તર | થડ | દર | ધડ | નખ |
| તજ | થર | દસ | ધણ | નટ |
| તલ | | દળ | ધમ | નળ |

---

દલપત, દસ ગણ.

નવલ, નખ ન કરડ.

# પ ફ બ ભ મ



બતક

| | | | | |
|---|---|---|---|---|
| પગ | ફળ | બતક | ભર | મગ |
| પકડ | ફર | બળદ | ભરત | મધ |
| પવન | ફણસ | બરફ | ભજન | મઠ |

---

મગન, ભજન કર.

ભરત, ઝટ ભણ.

# ય ર લ વ



લસણ

| | | |
|---|---|---|
| રમ | લખ | વડ |
| રમત | લટ | વણ |
| રમણ | લસણ | વણકર |

---

રમણ, રમત રમ.

વણકર, ઝટ વણ.

# શ ષ સ હ ળ



હરણ

| | | | |
|---|---|---|---|
| શણ | સફર | હઠ | ગળ |
| શર | સમય | હરણ | જળ |
| | સરસ | હસન | દળ |

---

ચમન, સફર કર.

હસન, હરણ ન પકડ.

# અ ઇ ઉ ઋ



અજગર

| | | | |
|---|---|---|---|
| અડદ | ઇયળ | ઉપર | ઋષભ |
| અજગર | | ઉમર | |

---

ઉમર, અદબ કર.

ઇયળ, ઉપર ચઢ.

ભાગ—૩



# આર

આ = ા | મ + ા = મા

કા ચા ટા તા પા

---

| | | | |
|---|---|---|---|
| બા | બાપા | ભાત | આપ |
| મા | કાકા | દાળ | લાવ |
| ખા | મામા | શાક | માગ |

---

બા, ભાત આપ.

મા, દાળ લાવ.

આ શાક ખા.



ઈયળ

ઈ = િ | ક + િ = કિ

કિ ચિ ટિ તિ પિ

---

| | | | |
|---|---|---|---|
| પિતા | સિતાર | સવિતા | હરિ |
| વિના | નિશાળ | કવિતા | નહિ |

---

સવિતા, સિતાર વગાડ.

હરિ, ખા ખા કર નહિ.

છગન, રિસાળ ન થા.



ઈસ

ઈ = ી | ઘ + ી = ઘી

કી જી ટી તી પી

---

| | | | |
|---|---|---|---|
| ગીત | લીટી | ચઢી | આવી |
| તીર | સીડી | ભલી | લાવી |
| હીર | પીળી | મણી | કાશી |

---

કાશી હીર લાવી.

મણી, ગીત ગા.

સવિતા સીડી પર ચઢી.



ઉતરડ

ઉ = ુ | ક + ુ = કુ

કુ જુ ડુ તુ રુ

---

| | | | |
|---|---|---|---|
| પુરી | મનુ | ગુલાબ | ખજુર |
| સુડી | પશુ | લુહાર | મધુર |
| પુણી | બહુ | કુમાર | કપુર |

---

મનુ, ખજુર ખા.

ઉજમ ગુલાબ લાવી.

લુહાર, સુડી આપ.



ઊન

ઊ = ૂ | ક + ૂ = કૂ

કૂ જૂ ટૂ તૂ રૂ

---

| | | | |
|---|---|---|---|
| ભૂ | ફૂલ | મૂળ | સપૂત |
| લૂ | દૂધ | ભૂલ | અખૂટ |
| રૂ | ભૂખ | ખૂબ | મયૂર |

---

બા, ભૂખ લાગી.

ભાઈ, દૂધ પી.

સીતા, ફૂલ લાવ.



# એરણ

એ = ે | જ + ે = જે

કે ચે ટે તે પે

---

| | | | |
|---|---|---|---|
| છે | તેલ | પટેલ | આજે |
| લે | ઢેલ | મહેલ | નાસે |
| એ | શેઠ | સહેલ | સાથે |

---

ખેડુત ખેતર ખેડે છે.

ઢેલ દાણા ચણે છે.

પટેલ ઘેર જાય છે.



# ઐરાવત

ઐ = ૈ | ક + ૈ = કૈ

કૈ ચૈ ટૈ તૈ પૈ

---

| | | | |
|---|---|---|---|
| બૈરી | વૈદ | વૈતરા | તૈયાર |
| પૈસા | જૈન | તૈયબ | |

---

બૈરી પાણી ભરે છે.

વૈતરા મજુરી કરે છે.

તૈયબ તૈયાર થાય છે.



# ઓરત

ઓ = ો | જ + ો = જો

કો ચો ટો તો પો

---

| | | | |
|---|---|---|---|
| છો | ઢોલ | ગયો | છોકરો |
| ઘો | મોર | દડો | જમણો |
| ખો | બોર | કરો | ભમરો |

---

મોર કળા કરે છે.

દડો જમણો ગયો.

છો પર બેસો નહિ.



ઔષધ

ઔ = ૌ | સ + ૌ = સૌ

કૌ ચૌ ટૌ તૌ પૌ

---

સૌ | નૌકા | નૌતમ

---

સૌ બાળકો રમત રમો.
નૌતમ, નૌકા ચલાવ.



# અંબાડી

અ + ં = અં | ક + ં = કં

| | | | | |
|---|---|---|---|---|
| આં | ઈં | ઊં | એં | ઔં |
| કાં | કીં | કૂં | કેં | કૌં |

---

| | | | |
|---|---|---|---|
| અંગ | આંબા | ભેંસ | પતાસાં |
| ઈંટ | પાંખ | ઉંદર | ફુમતું |
| ઊંટ | રંગ | એંજિન | પુછડું |

---

ઈંટનો રંગ રાતો છે.

ભેંસનું પુછડું લાંબું છે.

# અઃ

અ + ઃ = અઃ | ત + ઃ = તઃ

કઃ ચઃ ટઃ તઃ પઃ

દુઃખ

---

કોઈને દુઃખ દેવું નહિ.

---

બારાખડી

અ આ ઇ ઈ ઉ ઊ એ ઐ ઓ ઔ અં અઃ

ક કા કિ કી કુ કૂ કે કૈ કો કૌ કં કઃ

ચ ચા ચિ ચી ચુ ચૂ ચે ચૈ ચો ચૌ ચં ચઃ

જ જા જિ જી જુ જૂ જે જૈ જો જૌ જં જઃ

ર રા રિ રી રુ રૂ રે રૈ રો રૌ રં રઃ

## ભાગ—૪
### પાઠ ૧



બા, હું નિશાળે જાઉં છું.
ભાઈ, જા. વખત થયો છે.
તારી ચોપડી ને પાટી લીધાં ?
હા, બા, બધું લીધું છે.
ભાઈ, સાચવીને જજે.
ગુરુજી શીખવે તે બરાબર શીખજે.
રજા પડે કે તરત ઘેર આવજે.
વાટમાં રઝળીશ નહિ.
સારૂં, બા, હું જાઉં છું.
જા, ભાઈ, ખુશીથી જા.

## પાઠ ૨



આ ગાય છે.
તેને ચાર પગ છે.
માથે બે શીંગડાં છે.
પાછળ એક પુછડું છે.
ગાય પાસે વાછરડી છે.
બા ગાય દોહે છે.
પાસે ભાઈ ઉભો છે.
તે દૂધ માગે છે.
બા તેને દૂધ આપશે.
ભાઈ દૂધ પીશે.

પાઠ ૩



આ પોપટ છે.
તે ડાળી ઉપર બેઠો છે.
તેને બે પાંખો ને બે પગ છે.
પોપટનો રંગ લીલો છે.
તેને એક ચાંચ છે.
તેની ચાંચ વાંકી છે.
ચાંચ રંગે રાતી છે.
તેની ડોકે કાળો કાંઠલો છે.
પોપટને ફળ બહુ ભાવે છે.
તેની બોલી મીઠી લાગે છે.

## પાઠ ૪



મનુ, ચાલ, ગાડી ગાડી રમીએ.

બાબુભાઈ એંજિન થાય.

રમુ ને છોટુ ડબા થાય.

નટવર ગાડીની સંભાળ રાખે.

નૌતમ લીલી ધજા બતાવે.

નટવર સિસોટી વગાડે.

એંજિન પુઉઉઉ....કરે,

એટલે ગાડી ચાલવા માંડે.

ચાલો, ગાડી ચાલવા લાગી.

છુકછુક, છુકછુક, છુકછુક.

## પાઠ ૫



જુઓ, આ કેરી છે.
તે ડાળી પર લટકે છે.
તેનો આકાર લંબગોળ છે.
કાચી કેરી ખાટી હોય છે.
પાકી કેરી મીઠી લાગે છે.
કેરીમાં ગોટલો હોય છે.
ગોટલો ભાંગતાં ગોટલી નીકળે.
ગોટલી તુરી હોય.
ગોટલો વાવીએ તો આંબો થાય
આંબા પર કેરી આવે.
મને કેરી બહુ ગમે છે.

પાઠ ૬



ચાલ સવિતા, ઢીંગલી ઢીંગલી રમીએ.

હા, કમળા બેન, ચાલો.

કમળા, હું પણ આવું છું.

કાશી, આવીશ નહિ. તું ગંદી છે.

જો, તારાં કપડાં કેવાં મેલાં છે !

હાથ પર કેટલો મેલ છે !

તારો મેલ અમને ચોંટે.

ગંદું શરીર કોને ગમે ?

કમળા બેન, શું કરૂં તો રમાડો ?

ગંદી ન રહે તો રમાડીએ.

## પાઠ ૭



એક પૈસાદાર વેપારી હતો.
તે ઘોડે બેસીને જતો હતો.
વાટમાં તેની શાલ પડી ગઈ.
વેપારીને તેની ખબર ન રહી.
તે શાલ ખેડુતના છોકરાને જડી.
છોકરે તે શાલ રાખી નહિ.
તે વેપારીની પાછળ ગયો.
"ઉભા રહો." એવી બૂમ પાડી.
વેપારી કને જઈ તેને શાલ આપી.
છોકરાની ટેવ જોઈ વેપારી ખૂશ થયો.

## પાઠ ૮



વિનુ, આ બગીચો જો.
એ અમે બનાવેલો છે.
આ બધાં ફૂલઝાડ છે.



જો, આ ગુલાબ છે.
તેની વાસ કેવી મધુર છે !

આ મોગરો જોયો ?



તે કેવો બહેકે છે !



આ જુઈ તો જો.
ફૂલ તો નાનું છે,
પણ શી મઝાની વાસ !

ભાગ—૫

પાઠ ૯



( દોહરા )

ગુણવાળી છે ગાય તું,
આપે મીઠું દૂધ;
હોંસે હોંસે પીઉં છું,
નાચી કૂદી ખૂબ.
દહીં તેનું કરીએ કદી,
માખણ, ઘી પણ થાય;
મીઠાં બહુ લાગે મને,
ગુણવાળી એ ગાય.

પાઠ ૧૦



( પુનમ ચાંદનીનો રાગ )

આવો ખેલ મઝાનો કરીએ આજે આપણે રે,
ઊઠો સૌએ સાથે રાખી સીધી હાર;
કરીએ આનંદેથી આજ કવાયત આપણે રે.

હાથ ઉપાડો હોંસથી,
ઉંચા જાય તમામ;
ગોળાકારે ફેરવો,
છેવટ સીધા આમ.

સીધી નજર કરીને ઉભા રે'વું સાથમાં રે,
ડાબા, સીધા, જમણા, સીધા થઈ આ વાર;
પુરો ખેલ કરીને ખાંતે સૌએ બેસીએ રે.

## પાઠ ૧૧



( ચોપાઈ )

મા, મા, મા, તું બહુ હેતાળ,
રાત દિવસ લે છે સંભાળ;
સૌ સુખની તું છે દેનાર,
તારા વિણ ગમે ન લગાર.
મીઠાં મીઠાં વદતી વેણ,
નીરખી મુજને હસતાં નેણ;
મારે માટે દુ:ખ ખમનાર,
નહિ ભૂલું તારો ઉપકાર.

## પાઠ ૧૨

### ( ગઝલ )

વિભુ, સૌમાં વસેલો છે,
દયાળુ દેવ મોટો છે;
કીધાં તેં સાધનો સારાં,
સહુને સુખ દેનારાં.
જીવોને તું જિવાડે છે,
અમોને તું રમાડે છે;
મતિ સારી સદા દે તું,
અતિ આભાર માનું હું.



જેમકે પહેલું ચિત્ર 'ઘર' નું છે, તે બતાવવું. ચિત્ર જોતાં જ બાળક તેનું નામ કહેશે કે 'ઘર.' પાસે ચિત્રનું નામ 'ઘર' લખ્યું છે તે સમજાવવું, તથા તે શબ્દના 'ઘ' અને 'ર' અક્ષરો ઓળખાવવા.

આમ ચિત્ર અને બાજુએ તેનું નામ છે, એવો ખ્યાલ બાળકોને આવતાં; તે પોતાની મેળે પછીના ચિત્ર પરથી તેનું નામ ઓળખવા મહેનત કરશે. એક પૃષ્ઠનાં બધાં ચિત્રો અને તેમનાં નામોમાં આવતા મૂળાક્ષરો બરાબર ઓળખ્યા પછી નીચે લખેલા અક્ષરો ને શબ્દો બાળકો સ્વયં વાંચી શકશે. શિક્ષકે જોતા રહેવું જોઇએ કે તેમનો પ્રયત્ન વાસ્તવિક છે.

એક પૃષ્ઠ પરના મૂળાક્ષરો ચિત્રની મદદ વિના બાળક બરાબર ઓળખી લે એટલે પછીનું પૃષ્ઠ શરૂ કરવું. દરેક દિવસે પાછલા પૃષ્ઠનું પુનરાવર્તન પ્રથમ કરી લેવું. આ પ્રમાણે પહેલો ભાગ પુરો થતાં બાળકોને મૂળાક્ષરોનો પરિચય થઈ જશે.

(૩) નવમા પૃષ્ઠ પર બધા મૂળાક્ષરો લખ્યા છે, તે બરાબર ઓળખી શકે; ત્યાર પછી બીજો ભાગ શરૂ કરવાનો છે. તેનો એકેક પાઠ લેવો. દરેક પાઠને મથાળે શાસ્ત્રીયક્રમ પ્રમાણે મૂળાક્ષરો વર્ગવાર આપ્યા છે, તેટલાનું ધીમે ધીમે લેખન ('ઋ' સિવાય) અને બીજા શબ્દોનું માત્ર વાચન કરાવવું. આમ બીજો ભાગ પુરો થતાં મૂળાક્ષરોનું લેખન થઈ રહેશે.

(૪) ત્રીજા ભાગમાં પહેલા ભાગની શૈલીએ જ સ્વરો શીખવવા. દરેક સ્વરને ઘણા વ્યંજન સાથે જોડી ઉચ્ચાર કરાવવો. પછી પાઠમાં નીચે આપેલા શબ્દોનું વાચન, લેખન બંને; તથા વાક્યોનું માત્ર વાચન કરાવવું. આ રીતે આ ભાગમાં બારાક્ષરીનું જ્ઞાન ચોક્સ અને પૂર્ણ થશે.

(૫) ચોથા ભાગના પાઠો વંચાવતી વખતે તેમાં જે પ્રાણી કે પદાર્થની વાત આવતી હોય તેનું પ્રત્યક્ષ અવલોકન બની શકે તો જરૂર પહેલું કરાવી લેવું. પછી પાઠ વંચાવવો.

માંડવી પોળ, સોનીપોળ, અમદાવાદ. }
તા. ૧-૭-૨૩ } લેખકો

## તૈયાર છે.

**અનડા અને સોભાણીએ**

કન્યાશાળાનાં નવાં ધોરણો પ્રમાણે ધોરણવાર તૈયાર કરેલું

**તદ્દન નવીન શૈલીનું**

# કન્યા-ગણિત

## ભાગ પહેલો

(બાળવર્ગથી ત્રીજા ધોરણ સુધીનાં બાળકો માટે)

**કીંમત આઠ આના**

---

**બાળકોને અતિ અનુકૂળ થાય તેવી**

**નવીન યોજના**

# સરલ બાળપોથીનાં કાર્ડની પેટી

**(દરેક પાઠ સુંદર જાડા કાર્ડ પર છાપેલો)**

**કીંમત બાર આના**

---

## મળવાનાં સ્થળ

**૧ સરલ બાળપોથી સ્ટોર.**

**માંડવીપોળ, સોનીપોળ, ૩૪૦૮, અ**

**૨ પ્રસિદ્ધ બૂકસેલરો.**

**મુંબઈ, અમદાવાદ, રાજકોટ, વગેરે**





મુદ્રણસ્થાન: આદિત્યમુદ્રણાલય, રાયખડરોડ–અમ

મુદ્રક: પ્રાણજીવન વિશ્વનાથ પાઠક.